नास्तिएतस्माज्जायतेध्रुवम् ॥ ततोनिवृत्यवाणिज्यात्सानंदोगृहमागतः ॥९॥ भार्यायैकथितंसर्वं व्रतंसंततिदायकं ॥ तदाव्रतंकरिष्यामियदामेसंततिर्भवेत् ॥१०॥

टीका.—ઉલકા મુખ રાજાનું વચન સાંભળીને આદર સત્કાર પુર્વક તે સાધુ નામે વાણિઓ રાજાના પ્રતિ બોલ્યો હે રાજન્ તમો એ વ્રત હમોને વિસ્તારીને કહો. જે વિધાનથી તમો મને કેહેશો. તે રીતે એ વ્રત હું પણ કરીશ. હે મહારાજ મને પણ પુત્ર કે પુત્રિ નથી. ને એ વ્રતે કરીને જરૂર બાળક થશે. હેવો હું પણ નિશ્ચે કરૂં. એ વ્રતનું વિધી વિધાન સાંભળીને પોતે તે વાણિઓ ભદ્રસીલા નદિના તીરથીજ પાછો ફરીને પોતાને ઘેર આવ્યો. ને પોતાની સ્ત્રી આગળ વાત કરીને ઘણો આનંદ પામ્યો ને કહ્યું કે પુત્રને પ્રાપ્તિ કરવા વાળું વ્રત આપણે જરૂર કરવું. ને પોતે ધણી ધણીઆણી બંને જણે નિયમ લીધો કે હમોને સંતતી પ્રાપ્તિ થશે, ત્યારે હમારે સત્યનારાયણ દેવનું વ્રત આચરણ કરવું. હેવો નિયમ ધારણ કર્યો.

इतिलीलावतींप्राहपत्नींसाधुःससत्तमः ॥ एकस्मिन्दिवसेतस्यभार्यालीलावतीसती ॥११॥ भर्तृयुक्तानंदचित्ताऽभवद्धर्मपरायणा ॥ गर्भिणीचाभवत्तस्यभार्यासत्यप्रसादतः ॥१२॥दशमासागते तस्याःकन्यारत्नमजायत ॥ दिनेदिनेसाववृधेशुक्लपक्षेयथाशशी ॥१३॥ नाम्नाकलावतिचेति तन्नामकरणंकृतं॥ततोलीलावतीप्राहस्वामीनंमधुरंवचः।१४। नकरोषिकिमर्थंवैपुरासंकल्पितंव्रतं

टीका.—એ પ્રકારે લીલાવતી નામે પોતાની સ્ત્રીના પ્રતિ સાધુ નામે વણિકે કહ્યું. કાંઈ એક કાળ ગયા પછી એક દીવસે અતિ આનંદ હરખીત થઇને સત્ય દેવનું વ્રત ધારણ કરવા વાળી જે લીલાવતી, તેણે પોતાના સ્વામી પ્રતી કહ્યું કે હે સ્વામી સત્યદેવના પ્રસાદે કરીને મને ગર્ભ ધારણ થયો. એમ કહ્યા પછી કોઈ એક કાળે દશ માસની અવધી થવાથી રત્ન જેવી કન્યા ઉત્પન થઈ, તે કન્યાનું નામ કલાવતી એવું ધર્યું ત્યાર પછી વરસ બે વરસ વિતવાથી લીલાવતીએ પોતાના સ્વામીને કહ્યું કે હે સ્વામી આપણે સત્યનારાયણ દેવનું વ્રત ધારણ કરેલું છે તે વ્રત કેમ નથી કરતા ? માટે તે વ્રત તમે કરો. એ સત્ય દેવની કૃપાએ કરીને આગળ જતાં આપણું સારૂં થશે. એ પ્રમાણે લીલાવતીએ પોતાના સ્વામી પ્રતિ કહ્યું.

साधुरुवाच विवाहसमयेह्यस्याःकरिष्यामिव्रतंप्रिये ॥१५॥ इतिभार्यांसमाश्वास्यजगामनगरं प्रति ॥ ततःकलावतीकन्याववृधेपितृवेश्मनि ॥१६॥

ટીકા—વાણીઆે કહેછે હે સુંદરી હે પ્રીયે, એ છોકરીના જ્યારે લગ્ન કરીશું. ત્યારે સત્યદેવનું વ્રત કરીશું. એ પ્રકારે લીલાવતી નામે પોતાની સ્ત્રીને સમજાવીને નગરમાં ચાલ્યો ગયો. ત્યાર પછી કલાવતી કાંઇ એક કાળ જતાંમાં મોટી લગ્ન કરવા જોગ થઇ.

दृष्ट्वाकन्यांततःसाधुर्नगरेसखिभिसहः॥ मंत्रयित्वाद्रुतंदूतंप्रेषयामासधर्मवित् ॥१७॥ विवाहार्थं चकन्यायावरंश्रेष्टंविचारय॥तेनाज्ञप्तश्चदूतोसौकांचनंनगरंययौ ॥१८॥

ટીકા.—ત્યાર પછી ઘણી છોકરીઓ સાથે પોતાની છોકરી રમતી જોઇને સાધુ વાણીઆએ વિચાર કર્યો કે આપણી છોકરી પરણવા લાયક થઇછે. માટે પોતાના ઘરના મેહેતાને બોલાવીને કહ્યું કે આ છોકરી જોગ સારો રૂપવાન, ગુણવાન, કુળવાન, વર લઈ આવ. હેવું કહ્યું ત્યારે તે દુતે પોતાના શેઠની આજ્ઞા માથે ચડાવીને ત્યાંથી ચાલ્યો. તે કાંચનપુરી નામે નગર હતું ત્યાં આવ્યો.

तस्मादेकंवणिक्पुत्रंसमादायागतोहिसः ॥ दृष्ट्वातुसुंदरंबालंवणिक्पुत्रंगुणान्वितं ॥१९॥ ज्ञातिभिर्बंधुभिःसार्द्धंपरितुष्टेनचेतसा ॥ दत्तवान्साधुपुत्रायकन्याविधिविधानतः ॥२०॥ ततोभाग्यवशात्तेनविस्मृतंव्रतमुत्तमं ॥ विवाहसमयेतस्यास्तेनरुष्टोभवत्प्रभुः॥२१॥

ટીકા.—પોતાના ઘરનો દુત કાંચન નગરથી સારો કુળવાન, ગુણવાન, વાણિઆનો બાળક લઈ આવ્યો. તેને જોઇને સગા વાહાલા તથા જાતીવાળા લોકો ઘણા પ્રસન્ન થયા. ને તે વાણિઆના છોકરા સાથે પોતાની કન્યા કલાવતીનું લગ્ન વિધી વિધાન પૂર્વક કર્યું. તે લગ્ન સમે કાંઇએક કરમના અંતરાયે કરીને સત્યદેવનું વ્રત ભૂલી ગયા. તે સમે સત્યનારાયણ દેવ તેમના ઉપર કોપાયમાન થયા. એ વાત તે વાણીઆના જાણવામાં નહીં પરંતુ તે વાણિઆનો હેવો વિચાર ખરો કે અત્યાર પછી એ છોકરીનું શીમંત જ્યારે આવશે. ત્યારે કદાશ કરીશું. નહીં તો એ ખરચ વધારવાની કાંઈ જરૂર નથી. હેવી મનમાં ધારણા કરી.

ततःकालेननियतोनिजकर्मविशारदः॥ वाणिज्यार्थंगतःशीघ्रंजामातृसहितोवाणिक् ॥ २२ ॥ रत्नसारपुरेरम्यंगत्वासिंधुसमीपतः॥ वाणिज्यमकरोत्साधुर्जामात्राश्रीमतासह ॥२३॥ तौग तौनगरंरम्यंचंद्रकेतोर्नृपस्यच ॥ एतस्मिन्नेवकालेतुसत्यनारायणःप्रभुः ॥ २४ ॥ भ्रष्टप्रतिज्ञमालोक्यशापंतस्मैप्रदत्तवान् ॥ दारुणंकठिनंचास्यमहदुःखंभविष्यति ॥२५॥

ટીકા.—ત્યાર પછી કાળાંતરે તે વાણિઓ પોતાના વેપાર રોજગારમાં સાવધાન થઈ પોતાના જમાઈને સાથે લઇને પોતાના ઘરના દેશાવરી વાહાણ ભરીને દેશાવર ચાલ્યો. ને સીંધુ દેશમાં સમુદ્રને સમીપ રત્નપુર નામે નગરમાં ગયો. ત્યાં જઈ પોતાના જમાઈ સાથે મળીને મોટો વેપાર ચલાવ્યો. તે નગરનો રાજા ચંદ્રકેતુ નામે છે. તેના પુરમાં જઈ પેલા વાણિઆ વશ્યા. તે સમે સત્યનારાયણ દેવે વિચાર કર્યો કે હેવા ઠગ માણસને મોટું દુઃખ દેવું જોઇએ કે ફરીથી એવી ઠગ બાજી દેવ સાથે કરે નહીં. એમ વિચાર કરીને કહ્યું જે એ વાણિઆને મોટું દુઃખ તથા બંધન, તીરસ્કાર વિગેરે ઘણુ દુઃખ પ્રાપ્ત થાઓ. હેવો સત્યનારાયણ દેવે શ્રાપ દીધો. એ શ્રાપ તે વાણિઆના જાણ્યામાં નહીં. તેમજ સત્ય દેવનુ વ્રત મેં નથી કર્યું. માટે રખે ને તે દેવ મારા ઉપર કોપાયમાન થશે. એવો મનમાં વેહેમ પણ નથી.

एकस्मिन्दिवसेराज्ञोधनमादायतस्करः ॥ तत्रैवचागतःश्चौरोवणिजौयत्रसंस्थितौ ॥२६॥ तत्पश्चाद्धावकान्दुतान्दृष्ट्वाभीतेनचेतसा ॥ धनंसंस्थाप्यतत्रैवसतुशीघ्रमलक्षितः ॥२७॥

ટીકા.—એટલામાં કોઈ એક દિવસે ચોર લોકો રાજાનો ખજાનો ફાડીને ધન લઇને એ બંને સસરો જમાઈ જ્યાં હતા. ત્યાં આવીને ધન મુકી નાશી ગયા. ને તે ધન તે વાણિઆએ પોતાના કબજામાં લીધું.

ततोदूताःसमायातायत्रास्तेसज्जनोवाणिक् ॥ दृष्ट्वानृपधनंतत्रबध्वादूतावणिक्सुतौ ॥२८॥ हर्षेण धावमानाश्चऊचुर्नृपसमीपतः ॥ तस्करौद्वौसमानीतौविलोक्याज्ञापयप्रभो ॥२९॥

ટીકા.—તે વખતે ખબર પડવાથી રાજાના દુત દશદિશાથી છુટયા. પરંતુ ચોરી કરનાર માણસો મળ્યાં નહીં. એટલામાં તે વાણિઆના બારણામાં આવીને ઉભા રહ્યા. તો તે બંને જણ સસરો જમાઈ ધીરે ધીરે વાતો કરતા

હતા. તે વખતે રાજાના માણસે તેનું બારણું ઉઘડાવીને જોયુ તો રાજાના ખજાનાના મોહોરશીક્કાની કોથળીના તોડાને તોડા સંપુર્ણ મળ્યા, તે વખતે બંને જણને બાંધીને રાજાને ત્યાં લેઈ ગયા. અને બોલ્યા હે રાજન આ બે વાણીઆ દેશાવરના છે. તે આપણા ગામમાં ચોરી કરીને એની પાસેથી રાજધન મળ્યું. હવે તમે કહો તે પ્રમાણે હમે એ બંનેને શિક્ષા કરીએ.

राज्ञज्ञप्तैस्ततःशीघ्रंद्दढंबध्वातुतावुभौ॥स्थापितौद्वौमहादुर्गेकारागारेऽविचारतः ॥३०॥

ટીકા.—રાજા ચંદ્રકેતુની આજ્ઞાએ કરીને તે બંને જણને બાંધીને પડપુછ કર્યા વનાજ કેદખાનામાં લઈ જઈને કેદ કર્યા. એ વાત સત્યદેવની અવકૃપાથી થઈ.

माययासत्यदेवस्यनश्रुतंकैस्तयोर्वचः ॥ अतस्तयोर्धनंराज्ञागृहीतंचंद्रकेतुना ॥३१॥ तच्छापाच्च तयोर्गहेभार्याचैवातिदुःखिता ॥ चोरेणापहृतंसर्वंगृहेयच्चथितंधनं ॥ ३२ ॥ आधिव्याधिसमा युक्ताक्षुत्पिपासातिदुःखिता ॥ अन्नचिंतापराभूत्वाबभ्रामचगृहेगृहे॥३३॥

ટીકા.—સત્યનારાયણ દેવની માયાએ કરીને તે બંને વાણિઆએ કહેલી વાત કોઈએ પણ સાંભળી નહીં. ત્યાર પછી તેમનું સઘળું ધન હતું તે લઈને બંને જણને કેદ કીધા. એજ પ્રકારે એ વાણિઆને ઘેરે પોતાની સ્ત્રી તથા છોકરી રહ્યાં હતાં. ત્યાં પણ સત્યદેવની માયાએ કરીને રાત્રીને વિષે ચોર લોકો ખાતર પાડીને સઘળું ધન હરણ કરી ગયા. ને ઘરમાં ખાવા ખરચવાનું કાંઈજ રહ્યું નહીં. તે બંને જણા મા, દીકરી, અતિ દુઃખી થયાં. ને અન્ન વસ્ત્રને વાસ્તે લોકોને ત્યાં ફરતા ફરે. પરસ્પર કોઈને ત્યાં મેહેનત મજુરી કરીને પેટ ભરે. એ પ્રમાણે સત્યદેવે સર્વને ભમાવ્યાં.

कलावतीतुकन्यापिबभ्रामप्रतिवासरं ॥

ટીકા.—કલાવતી નામે છે તે તો ભુખે કરીને ઘણી પીડેછે ને કોઈને ત્યાં અન્ન માગી ખાઈને દીવસ વીતાવેછે.

एकस्मिन्दीवसेजाताक्षुधार्त्ताद्विजमंदिरं ॥ गत्वाऽपश्यद्व्रतंतत्रसत्यनारायणस्यच ॥३४॥ उप- विश्यकथांश्रुत्वावरंप्रार्थितवत्यपि ॥ प्रसादभक्षणंकृत्वाययौरात्रोगृहंप्रति ॥३५॥ माताकलाव-

तांकन्यांदृष्ट्वापप्रच्छमप्रेमतः ॥ पुत्रिरात्रौस्थिताकुत्रकिंतेमनसिवर्तते ॥३६॥

ટીકા.– કોઈ એક દિવસ ભુખે કરી અતિ પીડાઈ કલાવતી તે કોઈ બ્રાહ્મણને ઘેરે જઈ બેઠી. તે બ્રાહ્મણને ઘેરે સત્યદેવનું વ્રત આરંભેલું હતું. ત્યાં બેસીને કલાવતીએ સત્યનારાયણની કથા સાંભળી. ને સત્યદેવની વિનંતી કરી જે મારૂં દુઃખ મટે. અને હમારો પિતા, સ્વામી. મળે તો હું પણ એ વ્રતનું આચરણ કરીશ. એ પ્રકારે મનને વિષે નીયમ ધારણ કર્યો. ને પુજા કથા થઈ રહ્યા પછી તે બ્રાહ્મણે પ્રસાદ આપ્યો તે ભક્ષણ કરીને પોતાના ઘરને વિષે કલાવતી આવી. તે સમે તેની માતા લીલાવતીએ ધીરજથી સમજાવીને કલાવતીને કહ્યું જે હે પુત્રી રાત્રીની વખતે તું કોને ઘેર ગઈ હતી. કારણ શું જે હે પુત્રી રાત્રીની વખતે સ્ત્રી લોકોને કોઇને ઘેરે જવાનો ધરમ નથી. વાસ્તે મનમાં કંઈ ખોટું મા માનશો હેવું કહ્યું.

कन्याकलावतीप्राहमातरंप्रतिसत्वरं ॥ द्विजालयेव्रतंमातर्दृष्टंवांछितसिद्धिदं ॥३७॥ तच्छ्रुत्वाककावाक्यंव्रतंकर्त्तुंसमुद्यता ॥३८॥ समुदातुवणिग्भार्यासत्यनारायणस्यच ॥ व्रतंचक्रेसैवसाध्वीबंधुभिःस्वजनैःसहः ॥३९॥ भर्तृजामातरौक्षिप्रमागच्छेतांस्वामाश्रमं ॥ (इतिदिव्यंवरंवव्रेसत्यदेवंपुनःपुनः) अपराधंचमेभर्तुर्जामातुःक्षंतुमर्हसि ॥४०॥

ટીકા.—ત્યારે કલાવતી કન્યાએ પોતાની માતાને કહ્યું જે હે માતા એ વ્રત સત્યદેવનું છે. તે સાંભળીને લીલાવતી પ્રસન્ન થઈ. ને નિયમ લીધો જે મારો સ્વામી તથા જમાઈ પરદેશ ગયાછે તે ધનધાન્યે કરી ખુશી પ્રસન્નથી જલદી આવી મળે ને હમો પણ આહીં ખુશી રહીએ ને હમારા મનના મનોરથ સિદ્ધ થાય ત્યારે હે સત્યનારાયણ દેવ. તમારૂં વ્રત સગા સંબંધી મળીને વિધી વિધાનપુર્વક હમો કરીશું. એ પ્રકારે વાણિઆની સ્ત્રિ લીલાવતીએ નિયમ ધારણ કર્યો. ને વિનંતી કરી જે હે સત્યનારાયણ. મારા સ્વામી તથા જમાઇનો અપરાધ થયો હોય તે ક્ષમા કરજો.

व्रतेनानेनतुष्टोसौसत्यनारायणःप्रभुः ॥४॥ दर्शयामासस्वप्नंहिचंद्रकेतुंनृपोत्तमं ॥ बंदिनौमोचयप्रातर्वणिजौनृपसत्तम ॥४१॥ देयंधनंचतत्सर्वंगृहीतंयत्त्वयाधुना ॥ नोचेत्त्वांनाशयिष्यामि

सराज्यधनपुत्रकं ।।४२।। एवमाभाष्यराजानंध्यानगम्योऽभवत्प्रभुः ॥

टीका.—ते वाणिआनी स्त्रिना नीयम धारण करवाथी सत्यनारायण देव फरीथी प्रसंन्न थया. ने प्रसंन्न थइने चंद्रकेतु राजाने स्वप्नु आप्युं जे हे राजन परदेशि बंदीजन बे वाणीआने तमो छोडी मुको. ते वाणीआने तमोए विना अपराधे बंधनमां नांख्या छे. ने तमोए तेमनुं संपुर्ण धन हरण करी लीधेलुं छे ते सघळुं धन तेमने पाछुं आपो. ने तेने आदर सत्कार करीने विदाय करो. नहीं तो तमारा धनधान्य राजपाट स्त्री पुत्र सहीत तमारा कुळनो नाश करीश. ए प्रकारे सत्यनारायण देव राजाने स्वप्नामां कहीने अंतर्ध्यान थया.

ततःप्रभातसमयेराजाचस्वजनैःसह ॥४३॥ उपविश्यसभामध्येप्राहस्वप्नंजनंप्रति ॥ बद्धौमहाजनौशीघ्रंमोचयद्वौवणिक्सुतौ ॥४४॥

टीका.—त्यार पछी प्रभात काळे राजा उठीने सर्व साथे मळीने सभामां बेठो ते वखते राजाए सभावाळा लोकोने कह्युं जे देशावरना बे वाणीआने केदमां नांखेला छे तेमने जलदी छोडी मुको.

इतिराज्ञोवचः श्रुत्वामोचयित्वामाहाजनौ ॥ समानीयनृपस्याग्रेप्राहुस्तेविनयान्विताः ॥४५॥ अनीतौद्वौवणिक्पुत्रौमुक्तौनिगडबंधनात् ॥ ततोमाहाजनौनत्वाचंद्रकेतुंनृपोत्तमम् ॥४७॥ स्मरंतौपूर्ववृत्तांतंनोचतुर्भयविह्वलौ ॥ राजावणिक्सुतौवीक्ष्यवचःप्रोवाचसादरं ॥४८॥ दैवात्प्राप्तंमहदुःखमिदानीनास्तिवैभयम् ॥ तदानिगडसंत्यागंक्षौरकर्माद्यकारयत्॥४९॥ वस्त्रालंकारकंदत्वापरितोष्यनृपश्चतौ ॥ पुरस्कृत्यवणिक्पुत्रौवचसातोषद्भृशं ॥४९॥ पुरानीतंतुचयद्द्रव्यंद्विगुणाकृत्यदत्तवान् ॥ प्रोवाचतौततोराजागच्छसाधोनिजाश्रमं ॥५०॥ राजानंप्राणिपत्याहगंतव्यंत्वत्प्रसादतः ॥५०॥

इतिश्रीस्कंदपुराणेरेवाखंडेसत्यनारायणवृतेतृतीयोऽध्याय.

ટીકા.— એ પ્રકારે ચંદ્રકેતુ રાજાનું વચન સાંભળીને અધિકારી લોકો તે બન્ને જણને કેદમાંથી કાઢીને રાજાની સામે તે બંને વાણિયાને લઈ આવ્યા. ને રાજાની આગળ ઉભા રાખીને તેમના પગમાંથી બેડી કાઢીને રાજાને કહ્યું કે હે માહારાજ આ બંને વાણિયાને આપનો હુકમ થવાથી એના પગમાંથી બેડી કાઢીને તમારી આગળ ઉભા રાખ્યા છે. એ પ્રકારે સર્વે સભાવાળા લોકો રાજાના પ્રતિ હાથ જોડીને બોલ્યો. તે વાત ચંદ્રકેતુ રાજા સાંભળીને પોતાના આસન ઉપરથી ઉઠીને તે બંને વાણીઆને જોઇને પગે લાગ્યો. ને અતિઆદર સત્કારથી રાજા વચન બોલ્યો. હે વાણિઆ, હેભાઈ તમો દૈવસંજોગે હમારા રાજમાં આવીને મોટુંજ દુઃખ પામ્યા પણ જે દુઃખ થવા સરજીત હતું. તે થઈ ગયું. હવેથી કશીરીતનું તમોને રતીમાત્ર દુઃખ ન થશે. અને ઘણા દિવસથી તે લોકોના સ્નાન લુગડાં હજામત વિગેરે દેહની મલીનતા થઈ રહી હતી. તે જોઈને રાજાએ નાપીકને બોલાવીને તે લોકની હજામત કરાવી. ને તેલ ફુલેલ મરદન કરાવીને સુંદર સ્વચ્છ નિર્મળ જળે કરીને સ્નાન કરાવીને ઉત્તમ રીતે પાંચે પોશાક વિગેરે આભુષણ અલંકાર શોભિત કરીને સારી રીતે સત્કારના વચન કહીને તે વાણીઆનું મન પ્રસન્ન કર્યું ને તેમનું ધન લીધું હતું તે થકી બમણું ધન આપીને કહ્યું જે હે વણિક તમો તમારે દેશ રાજીખુશીથી જાઓ. હેવું ચંદ્રકેતુ રાજાએ કહ્યું. ત્યારે તે વાણિઆ બંનેજણ અતિ પ્રસન્ન થઈને ચંદ્રકેતુ રાજાને પ્રણામ કરીને કેહેવા લાગ્યા કે હે રાજન પોતાની પ્રસન્નતા થવાથી હમો હમારે દેશ જઈએછીએ. એ બનાવ બન્યો પણ એ વાતનો અભિપ્રાય રાજાને પણ માલમછે નથી. ને વાણિઆને પણ માલમ છેનાહી હેવીરીતે સેજમાં સત્યનારાયણ દેવની કૃપાથી થયુંછે. ઇતિશ્રી સ્કંદ પુરાણે રેવાખંડે સત્યનારાયણ વ્રત પ્રસંગ નામ ત્રીજો અધ્યાય. ૩

श्रीसूतउवाच.यात्रांतुकृतवान्साधुर्मंगलायनपूर्विकाम् ॥ ब्राह्मणायधनंदत्वातदातुनगरंययौ॥१॥

ટીકા.—સુતપુરાણી શૌનકાદિ રૂષી લોકો પ્રતે કેહેછે. ચંદ્રકેતુ રાજાની પ્રસન્નતા થયા પછી સાધુ વાણિઆએ શું કરયું જે તે રાજાના ગામમાંથી નીકળવાને સારૂં જાત્રાનું પ્રસ્થાનું કર્યું ને બ્રાહ્મણ લોકોને બોલાવીને ઘણું દાનપુન્ય કર્યું ને ત્યાંથી પોતાના દેશ પ્રતિ પ્રયાણ કર્યા.

कीयदूरेगतेसाधोसत्यनारायणःप्रभुः॥जीज्ञासांकृतवान्साधोकिमास्तितवनौस्थितम् ॥२॥

ટીકા.—તે વાણિઓ તે નગરથી ચાલ્યા પછી નારાયણ દેવ તે વાણિઆની પરીક્ષા જોવા સારૂં પોતે એક સ-

न्यासीनो वेश धारण करीने आव्या. ने पुछ्युं जे हे वणिक तमारा वाहाणने विशे शुं भर्युंछे. एम पुछ्युं ते समये ते वाणीओ सत्यदेवनी माया जाणतो नथी. पण पोताना गर्वथी शुं बोलेछे ते सांभळो.

ततोमाहाजनौमत्तौहेलयाचप्रहस्यवै ॥ कथंपृच्छसिभोदंडिन्मुद्रांनेतुंकिमिच्छसि ॥३॥ लतापत्रादिकंचैववर्त्ततेतरणौमम ॥ निष्ठुरंचवचःश्रुत्वासत्यंभवतुतेवच ॥४॥ एवमुक्त्वागतःशीघ्रंदंडीतस्यसमीपतः ॥ कियदुरेगतोगत्वास्थितःसिंधुसमीपतः ॥५॥

टीका.—त्यार पछी ते अन्ने वाणिआओए शुं कर्युं के प्रथम तो ते सन्यासी बावानी मस्करी करी. ने पछी हस्या ने केहेछे हे सन्यासि तमारे पुछीने शुं करवुंछे परंतु तमारी दृष्टिना अभिप्रायथी मालम पडेछे के कांई हरण करवा आव्याछो हेवुं कहीने फरीथी बोल्यो जे साधु लोकोने शाकभाजी लता पत्रादिक घणुं वहालुं रहेछे ते हमारा वाहाणमां छे. ए प्रकारे गर्विष्ट वचन सांभळीने सत्यनारायण देव बोल्या जे हे वणिक तमारा वाहाणमां तमारा केहेलां वचननी वस्तु सत्य थाओ. ए प्रकारे सत्यदेव वचन बोलीने जलदी त्यांथी अंतर्धान थई गया. ने कांइएक दुर सिंधु नदीथी समीपमां जइने दंडीना वेशे सत्यदेव उभा रह्या.

गतेदंडिनिसाधुश्चकृतनित्यक्रियस्तदा ॥ उत्थितस्तरणिंदृष्ट्वाविस्मयंपरमंययौ ॥६॥

टीका.—सन्यासि गया पछी साधु वाणिओ पोताना कामकाज धरम ध्यानमांथी परवारीने वाहाणनी पासे गयो तो वाहाण सघळां उपर तरी आव्यां ने डालम डोळ थइने हालवा लाग्यां ते चरित्रने जोईने वाणिओ आश्चर्य पाम्यो.

दृष्ट्वालतादिकंचैवमूर्छितोन्यपतद्भुवि ॥ लब्धसंज्ञोवाणिक्पुत्रस्ततश्चिंतातोभवत् ॥७॥

टीका.—वाणिओ ब्याजबी रीते वाहाणमां जइने जुवे तो खरेखरुं शाकभाजी लता पत्र जोईने घणोज मोहित थई मुर्छा खाईने त्यांज पृथ्वी उपर पडयो. ते पोताना जमाइए उठाडीने बेठो कर्यो. ने घणो एक सावधान थइने चींतामां पडया ते वखते तेमनो जमाई शुं बोल्यो.

तदातुदुहितुःकांतोबचनंचेदमब्रवात्॥ किमर्थंक्रियतेशोकःशापोदत्तश्चदंदिना॥८॥शक्यतेनेन

सर्वंहिकर्त्तुंचात्रनसंशयः॥ अतस्तंशरणंयामोवांछितार्थोभविष्यति ॥९॥

તે સમે પોતાનો જમાઈ એમ બોલ્યો. હે શેઠ શાને વાસ્તે શોક કરો છો, તે સન્યાસી બાવો શ્રાપ દઈને જરૂર ગયો એ લોકની વાણી સીદ્ધ રેહેછે. તે લોકો એવું કરવા સમર્થછે જેને જેમ કરવાની ઇચ્છા કરે તેમજ થઈ શકે. વાસ્તે તમે ફિકર નહીં કરો આપણ તેને શોધી કાઢીને તેમના ચરણને નમી દીનતા કરીશું એટલે તેમની પ્રસન્નતાથી આપણા મનવાંછિત મનોરથ સિદ્ધ થશે ચાલો આપણે તેને શોધીએ એ પ્રમાણે જમાઈએ તેને સમજાવ્યો.

जामातुर्वचनंश्रुत्वातत्सकाशंगतस्तदा ॥ दृष्ट्वाचदंडिनंभक्त्यानत्वाप्रोवाचसादरं ॥१०॥ क्षमस्वचापराधंमेयदुक्तंतवज्ञानिधौ ॥ एवंपुनःपुनर्नत्वामाहाशोकाकुलोभवत् ॥११॥ प्रोवाचवचनं

ટીકા.—તે વાણિઆો પોતાના જમાઇનું વચન સાંભળીને પોતે તેને લઇને શોધવાસારૂં ગયા. તે વખતે કોઈ એકાંત જગાએ સન્યાસીબાવા ઉભા હતા. તેને જોઇને અતિ ભાવ ભક્તિથી તેના ચરણે પોતાનું મસ્તક નમાવીને લાંબો દંડવત કર્યો. દંડવત કર્યાપછી અતિ સ્નેહથી બોલ્યો. હે માહારાજ અમારો અજ્ઞાનનો અપરાધ ક્ષમા કરો. એ પ્રકારે ઘણી એક વાર સુધી સન્યાસી બાવાના ચરણે પડી રહ્યો અને પછી અતિ શોકે કરીને પીડાઇને મોટી પોક મુકીને રડી ઉઠયો.

दंडीविलपंतंविलोक्यच ॥ मारोदिःशृणुमद्वाक्यंममपूजाबहिर्मुखः ॥१२॥ ममाज्ञयाचदुर्बुद्धेलब्धंदुःखंमुहुर्मुहु ॥ तच्छ्रुत्वाभगवद्वाक्यंस्तुतिंकर्तुंसमुद्यतः ॥१३॥

ટીકા.—તે વખતે સન્યાસી બાવાએ તે લોકોનું વચન વિલાપનું સાંભળીને તેમના તરફ જોયું તો અતિ દુઃખી થઈ રહ્યા. એ ચરિત્ર જોઇને સન્યાસીને અતિ કરૂણા ઉત્પન્ન થઈ. ને બોલ્યો કે હે પુત્ર શાને વાસ્તે રડોછો. તમો છાના રહી જાઓ. ને મારૂં વચન સાંભળો. હે વાણિઆ મારી પુજાથી તમો બહિર્મુખ થયા. અને મારી પુજા કથા વ્રતને તમોએ અપમાન કર્યું. ને મારી મશ્કરી બનાવી. તેણે થકી તમોને મ્હોટું દુઃખ થયું. એવું સાંભળીને તે બંને જણ વિનંતિ કરવા લાગ્યા. ને બોલ્યા કે હે મહારાજ તમો જે કેહેશો તે હમે જરૂર કરીશું. હવેથી કદાપી હમો ચુકીશું નહીં. એ પ્રકારે તે બંને જણ દેવની સ્તુતી કરવા લાગ્યા.

साधुरुवाच.त्वन्मायामोहिताःसर्वेब्रम्हाद्यास्त्रिदिवौकसः॥ नजानंतिगुणान्रूपंतवाश्चर्यमिदंप्रभो ॥१४॥ मूढोहंत्वांकथंजानेमोहितस्तवमायया ॥ प्रसिदपूजयिष्यामियथात्रिभवविस्तरै ॥१५॥

पुरावित्तंचतत्सर्वंत्राहिमांशरणागतं ॥ श्रुत्वाभक्तियुतंवाक्यंपरितुष्टोजनार्दनः ॥१६॥

ટીકા.—હેવું વચન સાંભળીને તે વાણિઆએ વિચાર કર્યો જે એ સત્યનારાયણ દેવ માલમ પડેછે. વાસ્તે એમને ઘણીએક સ્તુતી વંદના કરીને પ્રસન્ન કરશું. તો આપણને સઘળો લાભ થશે. હેવું સમજીને બોલ્યો હે દેવ તમારી માયાએ કરીને બ્રહ્માદિક દેવતા સઘળા મોહીત થઈ રહ્યા છે તો હમો પામર પ્રાણી કોણ માત્ર !! વાસ્તે હે દેવ તમારા ગુણને, તમારા રૂપને, તમારા કર્તવ્યને, હમો કેમ જાણી શકીએ. વાસ્તે હે દેવ તમારા કર્તવ્ય સઘળાં આશ્ચર્ય જેવાં છે. ને હે દેવ હમો તો મુઢ અજ્ઞાન છઈએ. તમારી માયાથી મોહિત થઈ રહ્યા. તે ન કરવાનાં કાજ સઘળાં કરીએ છીએ વાસ્તે હે દેવ તમો પોતાના દયાળુ સ્વભાવે કરીને હમારા ઉપર પ્રસન્ન થાઓ. ને હમો હમારા વીત્ત વૈભવના વિસ્તાર પુર્વક તમારી પુજા કરીશું. ને હમારા વાહાણમાંનું સઘળુ દ્રવ્ય લતાપત્ર થઈ ગયું છે. તે હમોને વ્યાજબી રીતે પાછું દ્રવ્ય થવું જોઇએ. હે માહારાજ આ વખત તમારા વિના હમોને બીજો આધાર કોઈપણ છે નહીં. તે સાંભળીને સત્યદેવ પ્રસન્ન થઇને બોલ્યા.

वरंचवांछितंदत्वातत्रैवांतर्दधेहरिः ॥ ततोनावंसमारुह्यदृष्ट्वावित्तप्रपूरिताम् ॥१७॥

ટીકા.—તે વખતે સત્યદેવ પ્રસન્ન થઇને બોલ્યા. હે વણિક તમારા મનવાંછિત ફળ મળો એમ કહીને સત્યદેવ અંતર્ધાન થયા. ત્યાર પછી તે વાણિઆ પોતાના વાહાણ ઉપર ચડ્યો ને વાહાણમાં જોયું તો જેવાં પોતાના વાહાણ ભર્યાં હતાં તેમનાં તેમ ભર્યાં છે એમ જોયું.

कृपयासत्यदेवस्यसफलंवांछितंमम ॥ इत्युक्त्वास्वजनैःसार्द्धंपुजांकृत्वायथाविधि॥१८॥ हर्षेण चाभवत्पूर्णः सत्यदेवप्रसादतः ॥ नावंसंयोज्ययत्नेनस्वदेशागमनंकृतं॥१९॥ साधुर्जामातरंप्राह पश्यरत्नपुरींमम ॥ दुतंचप्रेषयामासनिजवित्तस्यरक्षकम् ॥२०॥

ટીકા.—તે વાણિઓ પોતાના સાથવાળા લોકોને કેહેછે કે સત્યદેવની કૃપાએ કરીને આપણા મનના મનોરથ સિદ્ધ થયા. એવું કહીને પોતાના સાથીઓ સાથે મળીને ત્યાંજ સત્યનારાયણ દેવની પુજા વિધિપુર્વક કરી. ત્યારપછી અતિ આનંદથી બોલ્યો આપણને સત્ય દેવની કૃપા થઈ હવે આપણા વાહાણ તૈયાર કરો કે જલદી દેશમાં જઇએ. હેવું કહીને વાહાણ ત્યાંથી હંકાર્યાં તે પોતાના દેશમાં આવ્યાં ને પોતાના દેશ સમીપ આવ્યાં તે વખતે સાધુવાણિઓ પોતાના જમાઈ પ્રતિ કેહેછે હે ભાઈ આપણું નગર માલમ પડેછે. એમ કહીને પોતાનો મુનીમ હતો તેને કહ્યું જે તમો આપણે ઘેરે જઇને સરવેને ખબર આપો તે વખતે તે મુનીમ નગરમાં ગયો.

दूतोसौनगरंगत्वासाधुभार्यांविलोक्यच ॥ प्रोवाचवांछितंवाक्यंनत्वाबद्धांजलिस्तदा ॥ २१ ॥
निकटेनगरस्यैवजामात्रासहितोवाणिक् ॥ आगतोबंधुवर्गैश्चवित्तैश्चबहुभिर्युतः ॥२२॥

ટીકા.—તે દુત નગરમાં જઇને સાધુવાણિઆની સ્રિને જોઇને પગે લાગ્યો. ને હાથ જોડીને મન સંતોષનું વચન બોલ્યો. આપણા નગરની સમીપમાં તમારા જમાઈ સહિત પોતાની સાથેના બંધુ વર્ગ સહીત ઘણાએક પૈસા કમાઇને તમારો સ્વામી શેઠજી આનંદ કુશળથી આવ્યા હેવું કહ્યું.

श्रुत्वादूतमुखाद्वाक्यंमहाहर्षवतीसती ॥ सत्यपूजांततःकृत्वाप्रावोचतनुजांप्रति॥२३॥ व्रजामि
शीघ्रमागच्छसाधुसंदर्शनायच ॥ इतिमातृवचःश्रुत्वाव्रतंकृत्वासमाप्यच ॥२४॥

ટીકા.—દુતના મુખનું વચન સાંભળીને વાણિઆની સ્ત્રી અતિ હરખીત થઈને સત્યદેવની પુજા કરીને સત્યદેવને નૈવેદ કરીને તે પ્રસાદ પોતે સ્વીકાર કર્યો ને પોતાની કન્યાને કહ્યું જે આ સત્યદેવનો પ્રસાદ આરોગીને તમો હમારી સાથે ચાલો. જલદી આપણે જઇને તમારા પીતાના દર્શન કરીએ ત્યારે તે છોકરીએ માતાનું વચન સાંભળીને તેજ વખતે સત્યનારાયણનું વ્રત સમાપ્તિ કરી પ્રસાદને ત્યાંજ પડતો મુક્યો. ને પોતાને ત્વરા થઈ જે મારા સ્વામીને જલદી જઇને હું નિરખું. એ અભિપ્રાય તે છોકરીની માતાના જાણવામાં નહીં.

प्रसादंचपरित्यज्यगतासापिपतिंप्रति ॥ तेनरुष्टःसत्यदेवोभर्तारंतरणींतथा ॥२५॥ संहृत्यंचधनैः
सार्द्धंजलेतस्मिन्नमज्जयत् ॥ ततःकलावतिकन्यानविलोक्यानिजंपतिं ॥२६॥ शोकेनमहतातत्र
रुदंतीचापतद्भुवि ॥ दृष्ट्वातथाविधांनावंकन्यांचबहुदुःखिताम् ॥२७॥

ટીકા.—તે કન્યા સત્ય નારાયણ દેવનો પ્રસાદ છોડીને જલદી પોતાના સ્વામીને મળવા આવી. તે અપમાને કરીને સત્યદેવ તેમના ઉપર કોપાયમાન થયા. ને કોપાયમાન થઈને શું કર્યું જે વહાણમાં તે કન્યાનો ધણી બેઠો હતો. તે સહિત તે વાહાણ અદ્રષ્ટ થઈ ગયું. તે ચરિત્ર જોઇને તે કન્યા અતિ દુઃખી થઈ. હેવી રીતે અતિ શોકાતુર કન્યા સાધુવાણિઆએ જોઈ.

भीतेनमनसासाधुःकिमाश्चर्यमिदंभवेत् ॥ चिंतयंतश्चतेसर्वेबभुवुस्तरिवाहकाः ॥२८॥ ततोली

लावतीकन्यांदृष्ट्वासाविह्वलाभवेत् ॥ विललापातिदुःखेनभर्त्तारंचेदमब्रवीत ॥२९॥

ટીકા.—તે સમે તે સાધુવાણિઆ ઘણોજ મનથી ડરીને વિચાર કરે જે આ મોટા આશ્ચર્ય જેવી વાત થઈ અને વહાણના ચલાવવા વાળા લોકો પણ અતિ આશ્ચર્ય થયા. ને લિલાવતિ પણ પોતાની કન્યાને અતિદુઃખી જોઇને ઘણીજ ગભરાઈ ગઈ ને પોતાના સ્વામી સાધુવાણિઆના પ્રતિ બોલી.

इदानींनौकयासार्द्धंकथंसोऽभूदलक्षितः ॥ नजानेकस्यदेवस्यहेलयाचैवसाहृता ॥ ३० ॥ सत्य
देवस्यमाहात्म्यंज्ञातुंवाकेनशक्यते ॥ इत्युक्त्वाविललापैवततश्चस्वजनैःसह ॥३१ ॥ ततोली
लावतीकन्यांक्रोडेकृत्वारुरोदहे ॥ ततःकलावतीकन्यानष्टेस्वामिनिदुःखिता ॥३२॥ गृहीत्वा
पादुकेतस्यानुगंतुंचमनोदधे ॥ कन्यायाश्चरितंदृष्ट्वासभार्यःसज्जनोवणिक् ॥३३॥

ટીકા.—શું બોલી તે શેઠાણી તમો હમો સઘળા જોઇએછે. આ વાહાણમાં આપણો જમાઈ બેઠો હતો.તે જોતાં જોતામાં અદ્રષ્ટ થઈ ગયો, એતો કંઈ પણ કારણ છે અથવા કાંઈ દેવનો અપરાધ થવાથી એમ જરૂર બને. અથવા સત્યદેવનું માહાત્મ કોઈ જાણી શકતું નથી, હમોને તો તે દેવના મહાત્મનો અનુભવ થયોછે એ પ્રકારે વાતો કરીને સ્ત્રી સ્વભાવથી ભુલીને ઘણા એક લોકો મળીને રડવા લાગ્યા ને પોતાની કન્યાનાં વિધવાપણાનાં દુઃખનો વિચાર કરીને કન્યાને પોતાની પાસે બેસાડીને માથા ઉપર હાથ મુકીને વળી પાછાં રૂદન કરવા લાગ્યા, કન્યાએ પણ પોતાના સ્વામીના મરણની પાદુકા હતી તે લઇને બળી મરવાનો વિચાર કર્યો ત્યારે તે વાણિઓ વિચાર કરે.

अतिशोकेनसंतप्तश्चिंतयामासधर्मवित् ॥ हृतंवासत्यदेवेनभ्रांतोहंसत्यमायया ॥३४॥ सत्यपू-
जांकरिष्यामियथाविभवविस्तरैः ॥ इतिसर्वान्समाहुयकथयित्वामनोरथम् ॥३५॥ नत्वाचदंड
वद्भूमौसत्यदेवपुनःपुनःततस्तुष्टःसत्यदेवोदीनानांपरिपालकः ॥ ३६ ॥ जगादवचनंचैनंकृपया
भक्तवत्सलः ॥ त्यक्त्वाप्रसादंतेकन्यापतिंद्रष्टुंसमागता ॥३७॥

ટીકા.—તે વાણિઆએ અતિ શોકે કરી ક્રોધાયમાન થઇને ધરમ વિચારથી ચિંતા કરી. જે જરૂર સત્યદેવનો માયાયે કરીને હું ભ્રમણમાં પડ્યો. હવેથી હું વૈભવ વિસ્તાર પૂર્વક સત્યનારાયણ દેવની પુજા કરીશ. એ પ્રકારે સઘળા

..લમવાલીને બેસાડીને પોતે સત્યદેવના વ્રતનો નિયમ લીધો. ને આકાશે સૂરજ સનમુખ શાક્ષીરૂપ રાખીને પોતે સૂરજને દંડવત સત્યનારાયણની ભાવનાથી કર્યા. તે સમે સત્યદેવ અતિદિન દયાળ ભક્તવત્સલ, ભક્તાધીન, પોતાના સ્વભાવે કરીને છે. તે આકાશ વાણીથી પ્રસન્ન થઇને બોલ્યા. કે હે વણિક તમારી સ્ત્રીએ હમારી વ્રત પુજા કરી હતી અને નૈવેદ ધરાવ્યો હતો. તે પ્રસાદ ત્યાગ કરીને છોકરી કલાવતી પોતાના સ્વામીના દર્શનને સારૂં દોડી આવી. તે મારા પ્રસાદનું અપમાન કર્યું. તેણે કરીને આ વાત બનીછે.

अतोऽदृष्टोभवत्तस्याःकन्यकायाःपतिर्ध्रुवम् ॥ गृहंगत्वाप्रसादंचभुक्त्वाचयातिचेत्पुनः ॥३८॥
लब्धभर्त्रीसुतासाधोभविष्यतिनसंशयः॥ कन्यकाताद्दशंवाक्यंश्रुत्वागगनमंडलात् ॥३९॥क्षिप्रं
तदागृहंगत्वाप्रसादंचबुभोजसा ॥ सापश्चात्पुनरागत्यददर्शसजनंपतिम्॥४०॥

ટીકા.—મારા પ્રસાદનું અપમાન કર્યું એજ કારણથી આ કન્યાનો પતિ અદ્રષ્ટ થઈ ગયોછે. ને એ કન્યા પાછી ઘેર જઇને મારો પ્રસાદ સેવન કરીને આવશે તો એમના પતિ વાહાણ સહીત સુંદર રીતે દર્શાયમાન થશે એ વાતમાં કંઇજ સંદેહ નથી. હેવી આકાશવાણી કન્યા કલાવતીએ સાંભળીને તેજ વખતે પોતાને ઘેર જઇને પ્રસાદ ભક્ષણ કર્યો. ને પ્રસાદ સેવન કરીને પાછી ફરીથી જ્યાં પોતાનો સ્વામી જોવામાં નહીં આવેલો તે ઠેકાણે જઇને જુએ છે તો પોતાનો સ્વામી વાહાણ સહીત સુંદર રીતે બેઠેલો જોયો. ને પોતે પોતાના મનમાં ઘણીજ પ્રસન્ન થઈ.

ततःकलावतिकन्याजगादपितरंप्रतिः॥इदानींचगृहंयाहिविलंबंकुरुषेकथम् ॥४१॥

ટીકા.—ત્યાર પછી કલાવતી પોતાના પીતા પ્રતિ બોલી હે પીતા હવે વિલંબ શાને વાસ્તે કરોછો. જલદી આપણા ઘરને વિષે ચાલો આ જગાએ હવે વિલંબ કરવો તે મોટી ભૂલછે.

तच्छ्रुत्वाकन्यकावाक्यंसंतुष्टोभुद्वणिकसुतः॥ पूजनं,सत्यदेवस्यकृत्वाविधिविधानतः॥४२॥धनैर्बं
धुगणैःसार्द्धंजगामानिजमंदीरं॥पौर्णमास्यांचसंक्रांतौकृतवान्सत्यपूजनम् ॥४३॥ इहलोकेसुखंभू
क्त्वाचांतेसत्यपुरंव्रजेत् ॥४४॥ इतिश्रीस्कंद० रेवाखंडे सत्य०कथायां चतुर्थोऽध्यायः ४

ટીકા.—વિલંબ શાને વાસ્તે કરોછો. હેવું વચન કલાવતીનું સાંભળીને તે વાણિઆએ સત્યદેવનું પુજન વિધિ વિધાન પુર્વક ત્યાંજ કર્યું. ત્યાર પછી પોતાને ઘેર જઇને સંક્રાંતપુર્ણમાસી રવિવાર હેવો સારો જોગ જોઇને ઘણાએક પોતાના સગા સંબંધીઓને બોલાવીને ઘણું એક ધન ખરચાય. હેવા ઉમેદથી સત્યનારાયણ દેવનું પુજન વિધિ વિધાનથી

સારા વિદ્વાન બ્રાહ્મણોને બોલાવીને કર્યું.ત્યારપછી તેજ દિવસથી વરસો વરસે પુર્ણમાસીને દિવસે સત્યદેવનું પુજનકથા બ્રહ્મભોજન દક્ષણા વિગેરે જે કંઈ ધર્મમાર્ગે વપરાય તે સત્યદેવ સંબંધે કરીને કરવું. એ પ્રકારે તે વાણિઓ જીવતાસુધી આનંદથી રહ્યો. ને અંતે સત્યનારાયણના ધામની પ્રાપ્તિ થઈ. એ કથા સૂતપુરાણી શૌનકરૂષી વિગેરે સરવરૂષી લોકોને નીમીશા અરણ્યને વિષે કેહેછે. ઇતિશ્રી સ્કંદપુરાણે રેવાખંડે સત્યનારાયણ કથાપ્રસંગ નામ ચોથોઅધ્યાય સમાપ્ત થયો.

श्रीसुतउवाच. अथान्यच्चप्रवक्ष्यामिशृणुध्वंमुनिसत्तमाः ॥ आसीत्तुंगध्वजोराजाप्रजापालनतत्परः॥१॥प्रसादंसत्यदेवस्यत्यक्त्वादुःखमवाप्सः॥ एकदासवनंगत्वाहत्वाबहुविधान्पशून् ॥२॥ आगत्यवटमूलंचाहष्ट्वासत्यस्यपूजनम् ॥ गोपाःकुर्वंतिसंतुष्टाभक्तियुक्ताःसबांधवाः ॥३॥ राजादृष्ट्वातुदर्पेणनगत्वातंननामसः ॥ ततोगोपमणाःसर्वेप्रसादंनृपसन्निधौ ॥४॥ संस्थाप्यपुनरागत्यभूक्त्वासर्वेयथांप्सितं ॥ ततःप्रसादंसंत्यजराजादुःखमवापसः ॥५॥

ટીકા.—સુતપુરાણી કેહેછે. હે રૂષિઓ બીજો કથા ઇતિહાસ કહું છઉં તે સાંભળો. ઉત્તરદેશમાં હીમાલય સમીપમાં રનોરમા નામે નગરી તે નગરીનો રાજા તુંગધ્વજ નામે હતો. માહાન પરમશીળ પ્રજાપાલન કરવામાં તત્પર.તે રાજા પણ સત્યદેવના પ્રસાદનું અપમાન કરવાથી ઘણું દુઃખ પામ્યો હતો. તે પ્રસંગ તમો સાંભળો. કોઈ કાળને વિષે તે તુંગધ્વજ રાજા શિકાર રમવા ગયો હતો. તે સાથે શિકાર કરેલાં મૃગ પણ હતાં. બીજા સાથી સરવ લોકો પણ હતા. તે સમે તે રાજા શિકાર રમીને આવતામાં નદીના તટ ઉપર એક વડનું વૃક્ષ હતું. તેની છાયા જોઇને રાજા ત્યાં બેઠો. તે વખતે વડના વૃક્ષની સમીપે ગોપ લોકો સર્વ મળીને અતિ પ્રસન્નતા ભક્તિભાવથી સત્યદેવનું પુજન કરેતા હતા. તે સઘળાઓને પુજન કરેતા રાજાએ જોયા. પણ પોતાના મોટમપણાના ગર્વથી ત્યાં ગયા પણ નહીં. ને દુરથી માથું પણ નહીં નમાવ્યું. અને ગોપલોકોએ જાણ્યું જે આતો આપણા નગરનો રાજા છે હેવું જાણીને રાજાના સત્કારને લીધે સત્યદેવનો પ્રસાદ ફળાહાર વિગેરે રાજાની સામો મૂક્યો ને ગોપલોકે પોતાના રાજાને કહ્યું જે હે રાજન આ પ્રસાદ સત્યનારાયણનો છે હેવું કહીને પાછા જઇને સત્યદેવનો પ્રસાદ ઇચ્છાપુર્વક આરોગીને પોતાના ઘરને વિષે ચાલ્યા ગયા. ને રાજાની સામો પ્રસાદ રહ્યો. તે ફરીથી રાજાએ જોયો પણ નહીં, ને કોઇને કહ્યું પણ નહીં. તે પોતાના રાજાપણાના ગર્વથી વિચાર કર્યો જે ગોવાળીયાઓએ આપેલો પ્રસાદ આપણે કેમ લઈએ,હેવો વિચાર કરીતે સ્થાનથી ઉઠીને રાજા પોતાને ઘેર આવ્યો.ને પ્રસાદતો કીડી મંકોડી ખાઈ ગયાં.તે પ્રસાદના મહીમાએ કરીને તે કીડી મંકોડા ઉત્તમ રીતે મનુષ્યનો દેહ પામ્યાં.ને રાજા પોતાને ઘેર જઇને અતિદુઃખ પામ્યો તે વાત આગળ કેહેછે.

पुत्रशतंनष्टंधनधान्यादिकंचयत् ॥ सत्यदेवेनतत्सर्वंनाशितंममनिश्चितं ॥६॥ अतस्तत्रैव गच्छामियत्रदेवस्यापूजनम् ॥ मनसातुविनिश्चित्ययय़ौगोपालसन्निधौ ॥७॥

ટીકા.—તે તુંગધ્વજ રાજાને સો પુત્ર હતા તે સઘળા મરી ગયા દેશ ઉજ્જડ થઈ ગયો. પરસ્પર ક્લેશ ઉત્પન્ન થયો. એ વિગેરે ઘણોએક બગાડ જાઈને રાજાના મનમાં કલ્પના ઉત્પન્ન થઈ જે સત્યદેવનો પ્રસાદ ગોવાળીઆએ આપ્યો. તે પ્રસાદનું મેં અપમાન કર્યું તે કારણથી આ વિનાશ થયો હેવો નિશ્ચય કર્યો ને મનમાં ધારણ કરી જે તે ગોવાળ જ્યાં બેસેછે ત્યાં મારે જવું એ પ્રકારે વિચાર કરીને પ્રાતઃકાળમાં ઉઠીને પોતે નાહાવું ધોવું પોતાનું નિત્યનેમ કરીને જ્યાં ગોવાળ લોકો એકઠા હતા ત્યાં રાજા ગયા. તે ગોવાળ લોકોના પ્રતિ વિનંતિ કરી જે તે દિવસે તમોએ જે વ્રત કર્યું હતું તે વ્રત મને કરાવો હેવું રાજાએ કહ્યું.

ततोसौसत्यदेवस्यपूजांगोपगणैःसह ॥ भक्तिश्रद्धान्वितोभूत्वाचकारविधिनानृपः॥८॥ सत्यदेवप्रसादेनधनपुत्रान्वितोभवेत् ॥ इहलोकेसुखंभुक्त्वाचांतेसत्यपुरंययौ ॥९॥

ટીકા.—ત્યાર પછી તે તુંગધ્વજ રાજાએ ગોપ લોકો સાથે મળીને ભક્તી શ્રધાવાન થઈને તે ગોવાળ લોકોની વિધિ વિધાન પ્રમાણે સત્યનારાયણનું પુજન કર્યું ત્યાર પછી સત્યદેવની પ્રસન્નતા થવાથી થોડાજ કાળમાં ધનધાન્ય પુત્રો પૌત્રવાન જીવતાં સુધી ખુશી આનંદથી દિવસ ગુજાર્યા અને અંતે સત્યદેવના લોકની પ્રાપ્તિ થઈ એ પ્રમાણે સત્યનારાયણની કથા વ્રત પુજનનો મહિમા સુતપુરાણિએ શૌનક રૂષી લોકો પ્રતિ કહ્યો.

यइदंकुरुतेसत्यव्रतंपरमदुर्लभं ॥ शृणोतिचकथांपुण्यांभक्तियुक्तःफलप्रदाम् ॥१०॥ धनधान्यादिकंतस्यभवेत्सत्यप्रसादतः॥ दरिद्रोलभतेवित्तंबद्धोमुच्येतबंधनात् ॥११॥भीतोभयात्प्रमुच्येतसत्यमेवंनसंशयः॥ इप्सितंचफलंभुक्त्वाचांतेसत्यपुरंव्रजेत् ॥१२॥

ટીકા.—જે પુરૂષ સર્વોત્તમ સત્યનારાયણનું વ્રત કરશે અથવા જે કોઈ સત્યનારાયણની પવિત્ર કથા સાંભળે તે મનવાંછિત ફળને પામેછે તે એ કથા સદા સર્વદા સેવન કરવાવાળા, પુરૂષને સત્યનારાયણ દેવ પ્રસન્ન થઈને ધનધાન્ય સુખ સંપતિ આપે. એ કથા શેવન કરવા વાળો દરિદ્રિ હોય તો તેની દરિદ્રતા મટે. ને ધનવાન થાય. ને બંધન પડેલા હોય તેનુ બંધન મટે. ને કોઇથી ભય થયો તે પુરૂષને સત્યદેવની કૃપાથી ભય મટે. ને સદાકાળ સત્યદેવનું વ્રત કરવા વાળા પુરૂષને મનવાંછિત ફળ પ્રાપ્ત થાય. ને જીવતાં સુધી સુખી આનંદ રેહે અંતે સત્યનારાયણ દેવના લોકનું સુખ મળે.

इतिवःकथीतंविप्राःसत्यनारायणव्रतं॥यत्कृत्वासर्वदुःखेभ्योमुक्तोभवतिमानवः ॥१३॥

ટીકા.—એ પ્રકારે સુતપુરાણી કેહેછે. હે બ્રાહ્મણો સત્યદેવનું વ્રત તમોને હમોએ કહ્યું. વળી એ વ્રતનું વધારે માહાત્મ હું શું કહું. પણ એ વ્રત સર્વ દુઃખથી પ્રાણી માત્રને છોડાવે. ને સુખી કરે. એમાં કાંઇજ સંદેહ નથી.

विशेषतःकालियुगेसत्यपुजाफलप्रदा ॥ कोचित्कालंवादिष्यंतिसत्यमीशंतमेवच ॥ १४ ॥ सत्य नारायणंकेचित्सत्यदेवंतथापरे ॥ नानारूपधरोभुत्वासर्वेषामीप्सितप्रदा ॥ १५ ॥ भविष्यति कलौसत्यव्रतरूपीसनातनः ॥ यइदंपठतेनित्यंशृणोतिमुनिसत्तमाः ॥ सत्यंनश्यंतिपापानिसत्य देवप्रसादतः॥१६॥ इतिश्रीस्कंदपुराणेरेवाखंडेश्रीसत्यनारायणकथायांपंचमोऽध्यायः॥५॥

ટીકા.—વળી સુતપુરાણી કેહેછે હે બ્રાહ્મણો કળિયુગને વિષે સત્યદેવનું વ્રત કથા વિશેષે કરીને ફળ દાયક છે. કેટલાક જનો એ દેવને કાળરૂપ સર્વનો અંતરજામી કેહેછે. કેટલાક તો કહેછે કે એ સાક્ષાત ઇશ્વિર છે. કેટલાક જનો તો સત્ય નારાયણજ કહેછે, કેટલાક તો સત્યદેવજ કહેછે. ને જે જેમ માને તેને તેવેજ રૂપે સાયંકુળ થઈ તેના મનના મનોરથ પુર્ણ કરેછે. ને કળીયુગને વિષે તો સત્યસ્વરૂપી ભગવાન શ્રી સત્યનારાયણ શીધથી ગુપ્ત હતા. તે પ્રગટ થઇને સર્વદા સીધ્ધિ દાયક પ્રકાશ થઈ રહ્યા. વાસ્તે હે બ્રાહ્મણો, એ સત્યનારાયણનું વ્રત પુજા કથા સાંભળશે, સંભળાવશે, વ્રત તેમજ પુજા, શુદ્ધ મનથી કરાવશે, તે પ્રાણિઓના પાપનો નાશ થશે. ને પુન્યવાન, પવિત્ર જગતમાં કેહેવાશે એવું તમારી સનમુખમાં સત્ય કહું છઉં એ મધ્યે કાંઈ સંદેહ માનવો નહીં.

હવે સરવે સાંભળવા વાળા જનો પ્રતિ હું કહું છઉં. આ સત્યનારાયણની કથા કેટલેક ઠેકાણે સાત અધ્યાયની પણછે. પરંતુ તે મધ્યે બે અધ્યાય વધારે વિસ્તારેલાછે. પરંતુ તેમાં કંઈ સાર નથી. અને કાશીપ્રાંતમાં સાત અધ્યાયની કથા વંચાયછે પણ આ પ્રાંતમાં પાંચ અધ્યાયની કથા પ્રસંગ કરવામાં આવેછે સત્યનારાયણ વ્રતનો વિચાર જુદોજ એટલો પંચમાધ્યાયનો પ્રસંગછે. પછી તો આખું સ્કંદપુરાણ એકાશી હજારનું છે તે સઘળું કેહેશો સાંભળશો તો કાંઈ પાપ થવાનું નથી. પણ આ સત્યનારાયણ વ્રત કથા પ્રસંગ તો પાંચજ અધ્યાયનો છે ઇતિશ્રી સ્કંદપુરાણે રેવાખંડે સત્યનારાયણ વ્રત કથા પ્રસંગ સમાપ્ત થયો છે.

